गुजरातना महाराजा

# કરણ વાઘેલા નાટકના ગાયનો.

રચનાર.

मोरबी निवाशी.

मोतीचंद शामजी माधाणी

તથા

अमरचंद लालचंद देशाई

મોરબી—કાઠીયાવાડ.

આવૃત્તિ પહેલી.

અમદાવાદ.

આર્યોદય પ્રેસ.



સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીંમત બે આના.

# विनति.

આ નાટક (ભોડું) જેઓને ભજવવા ખાહેશ હોય, તેઓએ કર્તાને રૂબરૂ મળી યા પત્રદ્વારાથી ખુલાસો કરી ભજવવું.

MOTICHAND. S. MADHANI

*MORVI—KTWR.*

## સુચના.

જો તમે તમારા મનને ખુશ કરવા યા શોકને વિસ્મૃત કરવા ચાહતા હો તો વાંચો ટાઇટલ પેઇજ પરની જાહેર ખબર.

M. S. M. & A. L. D.

## સુચના.

અમારા આ નાટકની અંદર ઘણા સરસ અને મનોરંજક ગાયનો આ સિવાય હજુ બાકી છે, પરંતુ સ્થળ સંકોચને લીધે છાપી શક્યાં નથી; જેઓને વધુ વાંચવાની ખાહેશ હોય તેઓએ બીજા નાટકની ચોપડીનો લાભ લેવો. તેનું વિવેચન ટાઇટલ પેઇજ (પુંઠા) ઉપર જોવા તસદી લેવી.

AMERCHAND. L. DESAI

MORVI—KTWR

गुजरातना माहाराजा

# करण वाघेला नाटकना ગાયનો.

રચનાર.
મોરબી નિવાસી
મોતીચંદ શામજી માથાણી.
તથા
અમરચંદ લાલચંદ દેશાઈ
મોરબી—કાઠીઆવાડ

(આવૃત્તિ પહેલી.)

અમદાવાદ આર્યોદય પ્રેસમાં મુદ્રાંકીત.



સંવત ૧૯૪૬—સને ૧૮૯૦

કીંમત બે આના.

गुजरातना महाराजा.

# करण वाघेला नाटकना

## ગાયનો.

---

## અંક પહેલો.

---

### मंगळाचरण.

કર્તા— માલિનીવૃત.

અજર અમર વીભો, વીનતી શુણ ગારી;
નટવર દુઃખ હર્તા, ગુણ નીધી મુરારી.
સકળ જગત નિરમ્યું, કાજ પ્રાણી દયાને;
શહસ્ત્ર હસ્ત ધર્ત્તા, હે પ્રભુ સાંય થાને.
સરવ વિઘન કાપો, અર્પશો સુગતીને;
ચરણ શિશ નમાવું; રૂક્ષ્મણીના પતીને.

સર્વસાથ— ईश्वर स्तुति.

( છે જન પાલક ટાળક એ રાહ )

જય જગ પીતા, સગુણ સરીતા, અઘ ટાળક હે ઈશ્વરા.
આકે ઈંદુનો તું કર્ત્તા, નીમીશ માત્રમાં દુઃખ હર્તા,
જળ સ્થળ વાયુ તારી કૃતી, પ્રભુતપાળ નીર્મળ ગુજ મતી;

ચક્ષુ પણ ચળકાટ આપે, વીજળીનો વાન. કો૦
સ્વર્ણ રંગની સમાન, જેહનું છે અંગ;
કપોલ જેહના તણો, ગુલાબ પુષ્પ રંગ. કો૦
એવી સુંદરી તણા હું, શું કરૂં વખાણ;
છુપાઇ જવાની પુર્જે, પડે ચંદ્ર ભાણ. કો૦

## ભૈરવી.

( એણે કહ્યું વીમળા એ રાહ )

જય જગદીશા, પરમ કૃપાળુ;
રમ્ય રચના, તારી નીહાળુ. જય૦
અદભુત્ કામ, આ તેં કર્યું છે;
મનોહર કાંતી, આ મુગ્ધાની ભાળું. જય૦
ચંદન ગારા, લલાટે લપેટી;
નીર્મળ વપુ છે, ગદ્દ્ રૂપાળું. જય૦
એવી કાંતા, મુજને મીલાવો;
નહીંતર દેહ, હું આજ પ્રજાળું. જય૦

---

કરણ—( પોતાના શયનગૃહમાં પલંગ ઉપર સુતો છે, પરંતુ નીદ્રા તેની વેરણ હોવાથી, અને સ્ત્રીના મોહમાં લુબ્ધ હોવાથી, વીહ્વળ થઇ સ્વગત્ )

## ચીંચાનો કનરો.

( તારૂણી તુજથી એ રાહ )

અરે પ્યારી તુજમાં, ચીત્તતો ચોરાયું;
કલ્પ વિકલ્પે, મન તો મુંઝાયું. અરે૦

એક ઘડી પણ, કેમ ન ચિત્ત;
પળ એક જાતાં, વર્ષ ગણાયું. અરે૦
તુજ દેદારે, ચેનતો પડશે;
નહીતર જાણે, આ શરીર તણાયું. અરે૦
મનનૂ કરીને, જો મુજ પ્યારી;
મુજ માટે તુજ, શરિર બનાવ્યું અરે૦

રૂપસુંદરી—(પોતાને નઠારા શુકન થવાથી દાસી પ્રત્યે)

ગીતિ.

ફરકે દક્ષિણ ચક્ષુ, જમણું અંગ પણ ફરકે મુજ દાસી;
કોણ જાણે શું થાશે, જાણનારતો ઘરેશ ગુણ રાશી.

ચંદ્રકળા—( દિલાસો આપેછે )

ગીતિ.

ખરે વ્હેમ એ જાણો, વૃથા ઉદાસી બાઈ નવ થાઓ;
હાગ આમ શું હારી, મ્હાની મુક્ત શામાટ આપ થાઓ.

માધવ—( વિદેશ જતાં તેની પ્રીયા પાસે રજા માગેછે)

ગજલ

(ચંદ્ર સભાની ઢબની)

સુણ પ્રીયા, જાવુંછે મારે સારૂં કાજ ખાસ;
વળીશ પાછો તુર્ત ત્યાંથી, થઈશ ના ઉદાસ;
ભોજન આદી ગ્રહણ કરજે, શુભ રીતથી;
શીવનું અર્ચન કરજે, પુરણ પ્રીતથી.
જેથી ફળીભૂત થાશે, સર્વ ધારણા;
લઉછું કરી પ્યારી, પુન્ય ધારણા.

રૂપસુંદરી— સદર.

શુણો પ્રાણનાથ મારી, એક વીનતી;
આપનું સદાય હીત, પ્રીતે ઇચ્છતી.
ફરકેછે દક્ષિણ ચક્ષુ, નાથ મારહરી;
અંગ ફરકે જમણું મારૂં, જુઓ મનધરી.
એહછે શુકન નાથ, અશુભ ખેદના;
જેથી પ્રીતમ મુને થાયે, મનની વેદના.
માટે અર્જ હું ગુજારૂં, નવ જાવા તણી;
કબુલ રાખો અર્જ રાખી, દૃષ્ટી રંમની.

માધવ— સદર.

નીકટ સ્નેહ વાળી પ્રીયા, સગજ તું ખરે;
ચાલશે નહીંરે મુને, વિણ ગયા અરે.
એતો પ્રીયા ચોખો વ્હેમ, દીલમાં તુંતો જાણ;
ખુશ મનથી આપ રજા, બાગની સુજાણ.
જરૂરનું છે કાજ, તું આશાન ના થાશે;
ખરે વિશેષ દિન પ્રીયા, ત્યાં નહીં જશે.
નથી હું સ્વતંત્ર પ્રીયા, પારકો ગુલામ;
હુકમ મુજબ વર્તવું, પરતંત્રતાનું કામ.

રૂપસુંદરી— કલ્યાણ.

(હાલાજીશું કરો એ રાહ)

મારા પીયુજી! હાલો થી નવ હુરે પ્રીય જાવારે. એ ટેક.
કદી વારે તો પીયુ સમજાવો, શુકન થયાછે મુને આવારે—મારા
દુષ્ટ શુકન આ દુઃખ કરેરે, કમળ ન દઉં કરમાવારે—મારા

આજે ઉતારો ઉર પીયુજી, હજુ નહીં અલગા કું આવારે—પ્યારા

માધવ— ગજલ.

(છંદ સભાની ઢબની)

બેઠી કાં અજ્ઞાન થઇ, સમજ તું જરા.
સુખ આપનાર એક, અંબીકા હરા.
જેહની કૃપાથી સર્વ, શુભ તો થશે;
ભક્તિ કરો ભાવે હવે, વ્હેમ ત્યાગશે.

રૂપસુંદરી— કાફીનો દુહલો.

પીયુજી પધારો ખુશીથી, તમે થાઓ સ્વાર;
હરકત હાની કાપશે, જગત તણા આધાર.

( પોતાના સ્વામીના આયુષ્ય વર્ધક શીવારાધના )

(લાજ રખલે ભવાની એ રાહ)

હે નીલકંઠ ધારી શીવરાય, ચંદ્રમૌલી શીવ કરતું સાય.
જપું હું શુભ પાણુકા નાગ, ઉમીયા તણા શીવજી સ્વામ,
પનંગપર તો આપ બીરાજો, ત્રીનેત્ર ભોળેનાથ;
ક્રીડા કરોછો વનનીવિષે, ગૌરીની સંગાથ.
કૈલાસ તણા શીવરાય, ચંદ્રમૌલી શીવ કરતું સાય.
જબ રાજી હોવે તુમ શીવજી, બાદ ચોકડી રાજ,
રંક લોકને રાય બનાવે, એક આપતું કાજ;
પ્રસંનતા થકી સુખ પ્રગટાવે, ચંદ્રમૌલી શીવ કરતું સાય.

( કરણના અનુચરો રૂપસુંદરીનું હરણ કરવા આવ્યા, તે વખતે રાજાની સત્તા બતાવી દાસી પ્રત્યે )

## દક્ષિણી લાવણી.

( શોધ મંગાવીશું સીતા શુદ્ધ સતીનીરે )

ચંદ્રકળા અહો! ચતુર સુજ્ઞ દાસીરે,
પ્રીય પ્રાણેશ, ગયા વિદેશ, સુખ નલેશ,
દુઃખ વિશેષ, અરી થયો પ્રકાશીરે.—ચંદ્રકળા૦
નૃપતીની મતી, આમ શું ફરીછેરે,
આછે ચીન્હ, લોક ભીન્ન, દેશ દીન;
મદ તલ્લીન, નૃપતી જો વિકાશીરે.—ચંદ્રકળા૦
અનુચરો ઘણા, અત્રે આવ્યા દાસીરે,
પણ ન આવ્યા, બાત્રી ભમાવ્યા, મેં સમજાવ્યા,
નાથ સીધાવ્યા, ને થયા પ્રવાસીરે.—ચંદ્રકળા.
થયુંજ તે થયું, ભાવી નહીં ભુલેરે;
શું કરીશું, ભલે મરીશું, ના ડરીશું,
લઇ ફરીશું, પ્રીય અસિ આ ખાસીરે.—ચંદ્રકળા.

**દાસીઓ**—("અમારી ફર્જ શું છે" એ બતાવીને)

(રાગ મારૂ ગરબાનો)

અરે બાઈ ફીકર ન રાખો મન; કે દાસી અમો તૈયાર છીરેબા.
શીદ સ્વહસ્તે લીઓછો શ્રમ; કે દાસી૦
આજસુધી ખાધુ તમારૂં અન; કે દાસી૦
એબ કેમ લગાડી કો આજદન; કે દાસી૦
જ્યાં સુધી શીશ અમારૂં હેયાત; કે દાસી૦
શી છે દુષ્ટો તણીરે વીશાત; કે દાસી૦
ખુશીથી ત્યાં બેસો જઈબા; કે દાસી૦
નહી નહી નહી ચુકી દેતાં ઘા; કે દાસી૦

ભલે કરણે કર્યાં આદુષ્ટ વિચાર; કે દાસી૦
અનુચરો મેલ્યા એણેરે અપાર; કે દાસી૦
ફતેહ એ પામે ન બા નીરધાર; કે દાસી૦
ચાલો ચાલો ચાલો ઝાલી તરવાર; કે દાસી૦

**કેશવ**—(પોતાના ભ્રાતાર્ધાંગનાની દીન વાણી શુણી, દીલાસો)

(ક્ષત્રી કલંક કેમ લેશેરે એ રાહ)

નહીં નહીં થશો માતુરે ઉદાશ,
ડરો ન માતુ મન માંહીરે. એ ટેક.
સેવા બજાવા, તૈયાર છું હું દાસ; ડરો.
ભલે ગદ ભર્યા આવ્યા આશીયાળ; ડરો.
પંજે કેશરીનો પોંચાડે પાતાળ; ડરો.
મારી ત્રોડી હાડે હાડ કરૂં ચુર; ડરો.
નથી અદ્રસ્ય નાગર હજુ શુર. ડરો.
કાતો પાડું મારી ધ્રુજાવું બ્રહ્માંડ; ડરો.
કાતો આભમાં ઉડાડું એહ ડાડ, ડરો.
જ્યાં લગી ધડ પરે મારૂં શીશ; ડરો.
ત્યાંલગી કોનો બાર ન લેખીશ, ડરો.

---

**ગુણસુંદરી**—(દાસી જે પુષ્પો લાવેછે, તે પ્રત્યે પુષ્પ પ્રસંશાકરેછે)

**ખંબાત.**

(અમર ફૂળ આવ્યું એ રાહ)

શુણ દાસી ફુલો, આતો લાગી બહુ સારરે;—એ ટેક.
મોગરો, ચંબેલી, જુઈ, બનાતણો પ્યાર રે. શુણ.
અનુપ સુવાસ દાસી, કેતકીની જાણ રે,

પારી જાતકનો પ્યાર, ન્યુનના પ્રમાણુ રે. શુણુ.
નવગલ્લીકા, ડોલર, માલતી કુસુમ રે;
ચોખલી જણાવે દાસી, સ્નેહ રૂમ ઝુમરે. શુણુ.
પુષ્પનું ગુંથન તું તો પ્રીત થકી કરે રે;
ખંડીલ ન કરે દાસી, શીખ દિલ ધરે રે. શુણુ.

ગુણસુંદરી— શીખરિણી.
હવે વેગે જા તું, ઝડપ પકડી નીકટ પતી;
કહાં સ્વામી છે તે, ખબરજતું આપે ઝડપથી.
નહિં મુને થાએ, લગિર પણ શાન્તી પિયુ વિના;
અએથી તું જાએ, મમ વચન ઉરે ધરિ તહાં.

ગુણસુંદરી—(પોતાના પ્રાણેશનો સ્વર્ગવાસ સાંભળી, મુર્છિત થાય છે, તેને દાસીઓ સાવધ કરેછે, ત્યારે અત્યાકૃંદથી )

( બીયુને તજાવનાર એ રાહ )

આકસ્માત્ દીનાનાથ, કોપ શું કર્યો;
એકાએક હરખ તેં શીદને હર્યો.
શું રે જોયો તેં તો પ્રભુ, મારો અપરાધ;
એકા એક આરપ્યું દૈવ, દુઃખ તેં અગાધ.
પુર્વે પ્રભુ મેં કીધાં, હશે પુરાં પાપ;
સાધુને સંતાપ્યા હશે, તેનો આ છે શ્રાપ.
હાય હાય! હાય! પ્રભુ વિપતી પડી;
દુષ્ટ રાય કૃત્યથકી, નીશ્ચે આ નડી.
ધિક્ક ધિક્ક રાય તુને, કીધી આ મતી;
મોતને શરણુ કરે, ફેર ના રતી.
જા! જા! દુષ્ટ તુને દઉં, ક્રોધથી હું શ્રાપ;

ખબર ન પડે કોને, ક્યાં મરાણો આપ.
વચન કહ્યાં જે સારાં, કદી ના ફરે;
સ્વચ્છ દિલથકી સતી, થાઉં છું ખરે.

---

## અંક બીજો.

જેઠાશા—('આહા હા! રાજાને કેવી મતી સુઝી છે.' એવી રીતે પોતાના હૃદયમાં ખેદોત્પતી થવાથી સ્વગત)

### માલિની વૃત.

હર ! હર ! હર ! શંભુ, આહ ! શું કેર કાળો;
દીન દીન નિરપરાધી, સ્ત્રીપરે કીધ ભાળો;
હર ! હર ! હર ! શંભુ, કેમ જોવાય મેંથી;
કોડોપર ગજ તૂટયો, દુઃખ શું ઝાઝું એથી.
મતિ નથિ કિધ સારી, દૃષ્ટિથી જો વિચારી;
સમજ તું અધવાળી, તાહરી છે ખુવારી;
ધિક ધિક ભરમાવી, તૂજને રે ફસાવ્યો;
ફિટ ફિટ ફિટકારું, દુષ્ટ વીચાર લાવ્યો.

### લાવણી.

(અધ બીચ મહોબત એ રાહ)

હે જગદીશા હે જગદીશ, આશો રે બન્યો બનાવ;
શું અપરાધી નાર છે, જે પરે દુઃખનું નાવ. હે૦
વણુ વિચારે (૨)। આ શોરે કેર કીરતાર;
સતી સાધવી બાઇને, આ દુઃખતણો ભંડાર. હે૦

હે કરણુરાય (૨) કીધો તેં દુષ્ટ વિચાર;
તુજને પીડા આપશે, નક્કી મનમાં તું તો ધાર. હે૦
રૂપથી મોહી (૨) કીધું છે તેં તો કૃત્ય;
ફળ ચાખશે એહનું, ચાલ્યો રસ્તે અસત્ય. હે૦
તું શીખ્યો વેદ (૨) પણ ભેદ લીધો નહી કાંઇ;
છે પુત્રી પ્રજાની નારીઓ, એ ભુલ્યો કેમ થઇ ન્યાઇ. હે૦

**મોતીશા**—( નેપથ્યમાં બોલતો પ્રવેશ કરે છે )

**ઠુમરી.**

( કોઇ બાતપેં ઢુંઢ રહી એ ચાલ )

શો બનાવ બન્યો ! શો બનાવ બન્યો,
અરે ઇશ આતે શો, બનાવ બન્યો. એ ટેક.
ભર્તા શું ફરી આમ, રાય હે તારી;
આમ એકા એક, ઘેલો ઘણો. શો બનાવ.
કેશુ મરાણો, સતી થઇ નારી;
સરવ બનાવ, બનાવે ભણો. શો બનાવ.

---

**માધવ**—( પોતાના ભ્રાતનું મૃત્યું થવાથી ખેદ યુક્ત )

**રામગ્રી.**

( ધિકઃ હીંદુંભાઈ એ રાહ )

અરરર ! પ્રભુ આ તેં શું કર્યું, કીધો અમપર કોપ,
શું રે અપરાધ મારો પ્રભુ, બંધુ થયો અલોપ. અરરર૦
બંધુ જેવા બંધુ ક્યાં ગયો, તજી મારો સંબંધ;
તુજવિના બેભાન થઇ, ભટકું ભ્રાત હું અંધ. અરરર૦
રામચંદ્ર પ્રત્યે હતી, જેવી લક્ષ્મણને પ્રીત;
તેવી પ્રીતી મુજ ઉપરે, બંધુ તારી ખચીત. અરરર૦

એક વાર બંધુ આવીને, દઈ જા તું દર્શન:
એટલી મહેર તું કરે, જેથી રીઝાવું મન. અરરર૦
નારી મારી તો મળશે કદી, જે છે જગમાં હૈયાત;
પણ તું તો કેમે નહીં મળે, હાય! હાય! હે ભ્રાત. અરરર૦
ધન્ય ધન્ય તારો ભક્તિને, ધન્ય આગ શું પ્રેમ:
ધન્ય ધન્ય તારો વાણીને, અમૃત વરસે છે જેમ. અરરર૦

**મોતીશા**—( દિલાસો આપે છે ) **સહર.**

શોક મીત્રનું તજી દીએ, હવે કરતું ઉપાય;
ગયું કદિ હવે નહીં મળે, શાને ધ્રુજાવે કાય. શોક.
ધૈર્ય રાખીને મીત્ર હવે, કરે કંઈક પ્રયાસ;
જેથી નારી તો તારી મળે: હવે થા ના ઉદાશ. શોક.
વિલાપ સાંભળી તાહરો, દિલ મારૂં દુ:ખાય;
થયું ન થયું થશે નહીં, સમજ મનમાંય. શોક.

---

**માધવ**—(કરણને વાક્ય પ્રહારથી ધીટકાર દે છે.)

**અનઝારા.**

હે પાટણ તખ્ત ધરનારા, કીધાં દુષ્ટ કૃત્યના ભારા,
તેં ક્ષત્રી નુરતો ખોયું, તેં પરીયા પાણી નવ જોયું;
કીધાં કૃત્ય બીન વિચારા, હે પાટણ તખ્ત ધરનારા.
તું ક્ષત્રી બીજ નથી સાચો, તું ભ્રષ્ટ મતીપર નાચ્યો;
તેં ત્રોડયા નીતીના ધારા, હે પાટણ તખ્ત ધરનારા.
તેં દગો મુજને દીધો, તેં અસત્ય મારગ લીધો;
ફટા ફટા તજને ધીટકારાં, હે પાટણ તખ્ત ધરનારાં.
તેં પગલું ભર્યું છે આવું, પણ જોજે થવુંછે થાવું;

ભરાવું જોજે ઉચારા, હે પાટ્ટણ તખ્ત ધરનારા.
તું ગુજરાતનો રાયે, તે થકી છકી નવ જાયે;
દુઃખ સ્વાદ ચખાવું ન્યારા, હે પાટ્ટણ તખ્ત ધરનારા.
જોર વધ્યું મદમાં તારૂં, પણ યાદ રાખ ઉતારૂં;
લાગશે અસીની ધારા; હે પાટ્ટણ તખ્ત ધરનારા.
પરદારા હર્ણું તેં કીધું, તેં મોત માગીને લીધું;
ધિક્ક મુર્ખ તુજને ધીક્કારા, હે પાટ્ટણ તખ્ત ધરનારા.
તુજ ઘેલા તણી ઘેલાઇ, જાહેર અત્રે જણાઈ,
દેખ હવાલ થાયજે તારા, હે પાટ્ટણ તખ્ત ધરનારા.

**માધવ**—(રાજાની સાથે વેર કરવામાં કાંઈ ફાયદો નથી, એ બાબત મોતીશાના મત વિરૂદ્ધ થઇ.)

**માલિની છંદ.**

નથિ નથિ નથિ ધારો, દુષ્ટ એ રાય મારો,
નથિ નથિ નથિ ધારો, સ્નેહી વેરી વિચારો;
નથિ નથિ નથિ ધારો, હુંજ તેનો સચીવ,
નહિ નહિ નહિ ભુલું, વેર હું લેઉં જીવ.

**આશાગોડી.**

વેર લેવું ખરે મારે, મોતીશા વેર લેવું ખરે મારે. એ ટેક.
દુષ્ટ જોબનથી, એહ છક્યો છે, કૃત્ય કરે બીન વિચારે, મો૦
પાટ્ટણ ખોશી, દુષ્ટ એ જ્યારે, ગર્વ ઉતરશે ત્યારે. મો૦
સીંહ સુતેલો એણે જગાડ્યો, શાંતી હવે શું એ ધારે. મો૦
છક્યો બાહુ છે, જાંબુક ભુચ્યો, કેશરી મદતો ઉતારે. મો૦

**ભુજંગી છંદ.**

ભલે ને બક્યો, રે છક્યો એહ રાજા;

પડી વાંસ એની, ઉતારૂં હું ગાજ.
અતી ગર્વ માંહે, ડુબેલો શીયાળ;
કહો ચૂકશે કેશરી, કેમ કાળ.

( પ્રપંચ દુષ્ટ શાને કરેરે )

અરે શું કરે છે આ વિચાર; વૈર એનું હું નહીં ચુકું રે. એ ટેક
ગુન્હેગાર જાય કેમ વિણુ માર. વૈર૦
ગારી ઓડી પાડું એહ મુર્ખ તાજ; વૈર૦
છોને હોય પ્રબળ એનું આજ. વૈર૦
ભલે હોય ગુજરાતનું લખતૂ; વૈર૦
છોને હોય વડીરે સલ્તનત્. વૈર૦
કરૂં જોજે મીત્ર એને હું હેરાન; વૈર૦
કરાવું હું જોજે વીખતણું પાન. વૈર૦
સાચો હોઉં જો નાગર તણો તન; વૈર૦
વેર વાળીને પ્રસન કરૂં ગન. વૈર૦
સુર પશ્ચિમે જો ઉગે કોઇ વાર; વૈર૦
પણ નહી તજું મીત્ર આ વિચાર. વૈર૦
વેર લેવા માટે થાઉંછું તૈયાર; વૈ૦ર
ધિક્ક ધિક્ક નીરાંતે બેસું ધીક્કાર. વૈર૦

---

**માધવ**—( જે ભ્રાતાએ ભ્રાતાર્ધાંગના વાસ્તે પ્રાણાર્પણ કર્યા છે, તે ભ્રાતા ( સહોદર ) ના ગુણ યાદ આવતાં પ્રસંશા કરેછે)

**લાવણી.**

( મુજે છોડ ચલા બનજારા )

ધન્ય ધન્ય બંધવા મારા, શું વખાણુ કરૂં હું તારા.

નિશ્પ્રતિમ્ ભક્તિ તો તારી, છે કનકજેવી રૂપાળી;
ધન્ય ધન્ય ટેક તુજ પ્યારા, શું વખાણુ કરૂં હું તારા.
પાંડવ ધર્મ તેં પેખ્યો, પ્રેમ રામ શું લક્ષ્મણનૂ દેખ્યો;
ધન્ય ધન્ય તુજ વિચારા, શું વખાણુ કરૂં હું તારા.
તુજ ભ્રાત તણી સગાઇ, ખચીત્ત અત્રે જણાઇ;
ધન્ય ધન્ય ભ્રાત હે પ્યારા, શું વખાણુ કરૂં હું તારા.
તેં ભ્રાત સગાઇ જાણી, શમશેર મ્યાનથી તાણી;
માર્યા શત્રુ અસીની ધારા, શું વખાણુ કરૂં હું તારા.
જીવ ગણ્યો નહીં તે પ્યારો, નહીં લાવ્યો બીરૂ વિચારો;
વિરલા મળશો વિર પ્યારા, શું વખાણુ કરૂં હું તારા.
ધન્યવાદ આપ્યો જનોતા, શોભાવ્યું નામ તેં પીતા;
ધન્ય ધન્ય તુજ અવતારા, શું વખાણુ કરૂં હું તારા.
ગમ નારી માતસમ જાણી, તુજ કલત્ર સ્નેહ વિસારી;
ખમ્યો જખમ અસીનો ધારા, શું વખાણુ કરૂં હું તારા.
પ્રાણ વાસ લગી તું ઝુઝ્યો, પણ અસી ઘાવ નવ રૂઝ્યો;
તજી દેહ સહોદર પ્યારા, શું વખાણુ કરૂં હું તારા.
તુજ તારીફ કરૂં તે થોડી, નહીં મળે તુજસમ જોડી;
ભર્યા કીર્ત્તિ તણા ભંડારા, શું વખાણુ કરૂ હું તારા.
નામ અમર જગમાં રાખ્યું, નહીં કલંક કુળનું સાંખ્યુ;
ભવોભવ ભ્રાત સમ તારા, હું માગુ મુખથી મારા

---

બ્રાહ્મણો—( આરાસુરી જગદંબાની સ્તુતિ કરે છે )

ઇંદ્રવજ્રા છંદ.

સત્ય મુર્ત્તિ શ્રેષ્ઠ છું, અંબમાતા;

સર્વ દુઃખ નીવાર્ણી તું છું ત્રાતા.
આનંદ દાતા સદા તું ભવાની;
સર્વોપરી દેવીમાં તું પ્રમાણી,
ન્યારા દર્શનોની છું આપનારી;
કંકાસને ક્લેશની વાધનારી.
આનંદથી ચર્ણ અમેજ સેવીં;
સૂખોદધી આપ હમેશ દેવી.
ભક્ત જનોને છું તું સા'યકારી;
આરાસુરી અંબમયા હમારી.
હર્ષથી માત્ર વર એક માગી;
ઘો ભક્તિ ભાવે થઇ બડભાગી.

માધવ— **દીંડી.**

આરાસુરી સુખ દાતા અંબ માતુ;
સુખ આપ, દુઃખ કાપ, સા'ય થાતુ. આરાસુરી
ઘણી મે'ર કરી દર્શનો તેં દીધાં;
અહીં આવવાના વચન માતુ કીધાં. આરાસુરી.
શય્યા માંહી રંકદાસ તો પીડાતો;
ઘણો ઘણો માતુ મનમાં મુઝાતો. આરાસુરી
આપે આવી એકાએક દુઃખ વિદારી;
હિમ્મત આપી દીન ભક્તને તેં બારી. આરાસુરી
આવ્યો અહીં રંકદાસ આજ્ઞા માની;
આજ્ઞા શી છે આપ તણી કો' ભવાની. આરાસુરી

**આકાશ વાણી—** **છપ્પો.**

નવ ફિકર કર બાળ, ભાવથી અહીંયા આવ્યો;

આજ્ઞા માની મુર્જી હુકમ ખરોજ બજાવ્યો.
નથી તારો અપરાધ એહ અપરાધી સાચો;
થઈ મોહમાં અંધ, દુષ્ટ ગતીપર નાચ્યો.
નીર્પરાધી હે બાળકા, એક ચીત્તથી તો જુએ;
રહસ્ય દિલમાં સમજ તું, દર્શન ન્યારાં તો દીએ.

**માધવ**—( દરમ્યાન માતુશ્રી દર્શન ન્યારાંજ આપે છે, તેનો રહ-
સ્ય સમજવા મીત્ર પ્રત્યે )

**ગજલ.**

મીત્ર ભેદ આનો શું છે, તેહ તું કહે;
મ્લેચ્છ હસ્ત હીંદુ જન, પકડગો છે ખરે.

**મોતીશા**—એનો ભેદ હું ન જાણું, એ છે ભેદ ગુઢ,
એની પાસે ચાલે નહીં, મતી મારી મુંઢ.

**માધવ**—યાદ આવી યાદ આવી યાદ આવી વાત,
મ્લેચ્છ દિલ્લી શાહજાણો, કર્ણુ પકડયો હાથ.

**મોતીશા**—સત્ય મીત્ર સત્ય મીત્ર, કાને ઝાલી વાત;
આશાનો ઉજાસ કર્યો, ધન્ય અંબમાત.

---

## અંક ચોથો.

**કોળારાણી**— **ગઝલ.**

( ઇંદ્રસભાની ઢબની )

શુણુ પ્યારી દાસી આજ, થાય છે ઉચાટ;
ગયો છે માધવ દિલી, ઘડવા કંઈક ઘાટ.
હું તો જાણું શાહની પાસ ગયો હશે;

આજીજી કરીને તેની મદદ માગશે.
કીધુ હશે. કબુલ શાહે મદદ આપવા;
વચન આપ્યુ હશે, તેનું દુખ કાપવા.
શાહ તણું સૈન્ય તો, અપારરે હશે;
કુચ કર તું દાસી પ્યારી અત્રે આવશે.

**વૈતરણી—** સદર

કદીક મદદ મળે બાઈ, તોય શું થયું:
હજુ ક્ષત્રીવટ. ક્ષત્રીમાંથી નથી ગયુ.
નાશ પામ્યા નથી, હજુ ક્ષત્રી શુરવીરો;
હલકો વિચાર આવો શોદને ધરો.
પુન્યશાળી, ભાગ્યશાળી નૃપછે બાહુ;
સંકટ ન સહે, સત્યવાત હું કહું
સ્વપ્ને વિચાર બીરૂ બાઈ ના ધરો;
એના દળ થકી શીદ આપતો ડરો.
શુરવાર તકંડામાં કોઇ ના ભણો;
તુર્કે જનીતાએ શુર કોઇ ના જણ્યો.
એહ તકંડાનો નથી, કાઇપણ ડર;
નાર્મદાઈ સંગ્રહ કીધો શાહ તણે ઘર.
પરાક્રમ તુર્ક મુર્ખ, શું બજાવશે;
આશા એ ન રાખો, તુર્ક વિજયપામશે.
ભાગ્યવંત કરણ રાય, છે પરાક્રમી;
કેમ ખુશી રેશે કહો, તર્કેને નમી.
નહીં નહીં નહીં નમે, રાજા કોઇ વાર;
શીદ કરો વિચાર આવો, સ્વામી છતાં સાર.

કરણ— સદર

રૂપ ગુણ વાળી પ્રીયા, શીદને મુંઝાય;
આગ ભારૂ વચન કાઢે, ઘેલી કેમ થાય.
ઘણી ખુશી સાથ. ભલે આવે તર્કડા;
એક શમશેરથી, કરૂં હું ટુકડા.
સાંભળ્યા નથી. હજુ તેં મુજ પરાક્રમો;
યુદ્ધ તણો ડર ન રાખી, ક્ષત્રી થઇ અમો
મહોત્સવ જાણી મળે જો આવા પ્રસંગ;
અંગની જરૂર નથી, માત્ર રણ રંગ.
ઘણી ખુશી સાથ તમે નીર્ગમોને કાળ;
લેશ પણ રાખો નહીં તર્કડાની ફાળ.

કોલારાણી—( એ સાંભળી હુશીઆર થઇ )

લાવણી.

( ગુલ સનમેં ગાહેર ખડા ખડા રોતાહે )
ભલે ભલે આવે એ તર્ક અહીંયા સ્વામી;
હું નથી ડરતી હવે નાથ આવે હરામી.
અરે શીઆળ ટોળું, અહીં આવી શું કરશે;
કેશરી સાથ તો લડવા હામ શું ધરશે.
બેશી રહીએ જો ઘેર, લાજશે પરીયા;
આ પ્રસંગ મળ્યો ઉત્તમ, આજ કેસરીયાં.
જ્યાં લગી પ્રાણનો વાસ, ખરે તો લડવું;
શત્રુના કાપી શીશ, તેજ તો હરવું.
નથી નથી જગતમાં સાર, શુન્ય સંસાર;
એક મેળવી નીર્મળ નામ, ધન્ય અવતાર.

આ જનમ ધરીને કહો, કોણ ના મરતું;
આ ચક્ર મોતનું, આવે ખરે તો ફરતું.
નથી નથી છોડતો, કોઈ પ્રાણીને કાળ;
પછી હોય ભલેને વૃદ્ધ અથવા બાળ.
આ મહાભારતના રત્ન શુર સંભાળી;
આ કાપી શત્રુ દળ, ક્રોધને ટાળી.
આ અગાળા પણ બળવંત અસી ચલાવી;
છે ઘણા વખતની ભુખી ભક્ષ ખવરાવી.

---

**માધવ**—( પોતાના દેશમાં તુર્કનો પગ પેસારો થવાથી તે લોકને દુઃખી કરશે એમ જાણી )

**ગઝલ.**

( મેને કયાં જુલ્મ એ રાહ )

મેને કયા અહો, જગદીશ્વરા, કર્મ બુરા (૨)
ગયો દિલી હું, વિચાર કર્યો, નહીં મેં જરા (૨)
લાયો હું તુરક, દુષ્ટ ખરાબ, જુલ્મી બડા (૨)
કરશે ખરે, લોકોતણા, ચુરે ચુરા (૨)
નકી કરશે, ગંદી અહો, આ તો ધરા (૨)
સંતાપ એ, ઓછો નહીં, જાણું જરા (૨)

---

**કરણ**—( શુરના આવેશમાં )

( ક્ષત્રી કલંક એ રાહ )

ભલે ભલે આવ્યા અહીં એ યવન.
ક્ષત્રી સુર્ય શું અસ્ત પામ્યો રે. એ ટેક.

ભલે આવ્યારે ઉમંગ ધરી મન. ક્ષત્રી૦
ગુજરાત લેવાની એની આશ; ક્ષત્રી૦
ક્ષત્રી પુત્ર સાચો કરૂં હું વિનાશ. ક્ષત્રી૦
એહ તુર્કડાનો ડર કેમ ખાઉં; ક્ષત્રી૦
શુદ્ધ ક્ષત્રી સીંહ પાણી તો જણાઉં. ક્ષત્રી૦
દાઢી ખેંચી માથે પાડું જોજે ટાલ; ક્ષત્રી૦
ત્યારે જાણો સાચો ક્ષત્રી સીંહ બાળ. ક્ષત્રી૦
એણે કીધો ભલે પગનો પસાર; ક્ષત્રી૦
દસી દગર ને કરૂં હું સંહાર. ક્ષત્રી૦
ભલે ભલે આવ્યા લુચ્ચા એ શીયાળ; ક્ષત્રી૦
પણ કેશરી ન ચુકે એનો કાળ. ક્ષત્રી૦
ભલે હોયે એનું સૈન્યરે અપાર; ક્ષત્રી૦
મારી ત્રોડી ટુકડા કરૂં હજાર. ક્ષત્રી૦
પગ ચાંપી એને પોંચાડું પાતાળ; ક્ષત્રી૦
કરૂં જો જો દીલી શહેર પાયમાલ. ક્ષત્રી૦
શુરવીર ભરતખંડની મોઝાર; ક્ષત્રી૦
રેવા દઉં નહીં તુર્ક નર નાર. ક્ષત્રી૦
એવી મુજ મનમાંહી છે ઉમેદ; ક્ષત્રી૦
તુર્ક કરે કેર એ શું ઓછો ખેદ. ક્ષત્રી૦
આરાસુરી અંબમાત કરે મેર; ક્ષત્રી૦
કામ કરવું ન જાણું મુશ્કેલ. ક્ષત્રી૦
જો જો કરૂં સર્વ તુર્કજન હાન; ક્ષત્રી૦
નહિ ચેન પડે એને મારવિણ. ક્ષત્રી૦
એણે છંછેડ્યો છે, જાણો આ આસ; ક્ષત્રી૦

જાણે કરી માગી લીધો એણે કાળ — ક્ષત્રી૦
એણે જગાડ્યો છે સીંહ સુતેલ; — ક્ષત્રી૦
કહો જાગ્યો આયરે ઓછો શું બેલ; — ક્ષત્રી૦
પણ ક્યાંથી હોય જાણો એને શુદ્ધ; — ક્ષત્રી૦
નાશ કાળે વિપરીત સુઝે બુદ્ધ. — ક્ષત્રી૦
વિધીએ ભુલાવ્યા નક્કી જાણો તર્ક; — ક્ષત્રી૦
વાસ કરાવું હું જો જે એને નર્ક. — ક્ષત્રી૦
જાણે ગયું રજપુત તણું શુર; — ક્ષત્રી૦
પણ આતો કરે ખરે હાડ ચુર. — ક્ષત્રી૦
આહીં નથી નામર્દ ક્ષત્રીના તન; — ક્ષત્રી૦
ધૂળ મેળવું ન પરીખા પરાક્રમ; — ક્ષત્રી૦
અરપ્યો વિધીએ આનંદ અપાર; — ક્ષત્રી૦
લેશે લાવ આજ, ક્ષત્રીનો કુમાર. — ક્ષત્રી૦
ચાલો લડવા થઈ હવે તૈયાર, — ક્ષત્રી૦
હવે પકડીએ પ્યારી તરવાર. — ક્ષત્રી૦
આજ પુરી ઈશ્વર તણી મેર; — ક્ષત્રી૦
બક્ષ મેળવશે ગગ શમસેર. — ક્ષત્રી૦
ઘેર ક્ષત્રી બેઠા જાણોરે ધીક્કાર. — ક્ષત્રી૦
જ્યારે પ્રસંગ મળેરે આવો સાર. — ક્ષત્રી૦
રણે રંગ રાખી મેળવીએ નામ; — ક્ષત્રી૦
મૃત્યુ પછી પણ હયાત પ્રમાણ, — ક્ષત્રી૦
મળવું જે મુશ્કેલ ખરચ્યે દામ; — ક્ષત્રી૦
માત્ર મળે ખરે, જાણોથકી હામ. — ક્ષત્રી૦
ત્યારે કેમ જવા દઉં આ પ્રસંગ; — ક્ષત્રી૦
રણે ઝુઝવું ધરી અતી ઉમંગ. — ક્ષત્રી૦

( કંગનવા મોરા કરસે એ રાહ )

મેર મુજપર આજે, પ્રભુએ કરી રે;
આનંદ ઉદધી આપ્યો રે, પુરણ હર્ષ તો વાપ્યોરે;
કીધો આજ મુને ઉપકારી, પ્રસંગ આપી સુખ ભારી.
કીર્તિ મેળવ શું સારી, ધન્ય છે હરીરે. મેર.
સુખ યુદ્ધતણું તો લેશું રે ઘા વેરી જનને દેશું રે,
જાસુસ જાસે તુ આવ્યો, આ શુભ સમાચાર લાવ્યો;
મુજ મન બહુ તું ભાવ્યો, દઈ બક્ષીશ ખરી રે મેર.

---

**કોલારાણી**—( કરણ રજા માંગવા આવે છે ત્યારે )

**બીહાગની ગજલ.**

પ્યારા પ્રાણાધાર, વીજયી થાશો; એ ટેક.
શત્રુ સંહારો, બતાવો તમાશો. પ્યારા૦
શત્રુના દળને કાપીજ નાંખો, જળમુળથી કાઢો ફાંસો;
શસ્ત્ર ફેંકો વેરી વખાણે, કીર્ત્તિ તમારી પ્રકાશો. પ્યારા૦
ભક્ષ મળ્યો છે તે તમે લેશો, વચન ઉરે તો ઠાંસો. પ્યારા૦

**કોલારાણી**—(પોતાનો સ્વામી યુદ્ધમાં બિજય પામે એ વાસ્તે ઇશ્વરારાધના )

**દીન્ડી.**

ઉરે ધર તું અરજ શીવ મારી,
સુખ આપનાર, તું છું ત્રીપુરારી;
સાય કરે સુખ દાતા, મન્મથારી. ઉરે.
રણક્ષેત્ર માંહીં, વિજય કંથ પામે,
નાથકષ્ટ ત્રીપુરારી તું તો વામે;
કીર્તિ જગત માંહી, નાથ ફરી જામે. ઉરે.

નાથ વેરીને ભ્રાતા તું તો સંહારે
કમર તુકેની કરે અહીં ત્રીપુરારે;
આ દીન દાસી, અર્જ તો ગુજારે. ૭૨.

---

કૈલા—(પોતાના સ્વામીનું મૃત્યુ થએલું છે એમ સાંભળી)

**લલિતછંદ.**

અરર ઇશ તેં કોપ શું કર્યો, હરખ ઇશ્વરા આજ તેં હર્યો;
પ્રતિજ માહરો આજ મારિયો, શિદ હું ઉપરે ક્રોધી તું થયો.
લલિત મુખડું મુજનાથનું, અદગ્ગ તેં કર્યું દુઃખ તો ઘણું;
ટળવળી અમો હાય હાય રે, દુખદ આ દશા ના ખમાયરે.
પ્રભુજિ માહરો વાંક શું અરે, વગર કારણે સૂખ તું હરે;
ગજબ તાહરો કોપ હાયરે દુખદ આ દશા ના ખમાય રે.
સર્વ જગતમાં દેખ તુ હરી, નિરખિ આજ શું ભૂલ માહરી;
નકિજ અંતરે ઉઠી લાય રે, દુખદ આ દશા ના ખમાય રે.
પ્રિતમ માહરો ક્યાંહિરે ગયો, ત્યજિ દઇ મુને ગૂમતો થયો
દિલગિરી અતી આજ થાય રે, દુખદ આ દશા ના ખમાય
ધટિત આ નથી ઇશ તૂજને, દીન નાક્કાં કરી હાય મુજને;
ઉદર અગ્નિ તો ના બુઝાય રે, દુખદ આ દશા ના ખમાય રે.
પટણુ સુર્ય તો અસ્ત પામિયો, અરિજ જોરમાં આજ જામિયો;
પવન શોકનો આજ વાય રે, દુખદ આ દશા ના ખમાય રે.
ગરક તો થઇ શોકમાં પ્રજા, નિરપરાધિને આં શિ આસજા;
સુગધિ આજ તો કો ન ખાય રે, દુખદ આ દશા ના ખમાય રે.
ઇશ દયાળ તું દુઃખ કાપને, ગરિબ દાસિને સૂખ આપને;
અરજને ધરી ઉરમાંય રે, દુખદ આ દશા ના ખમાય રે.
સરવ સૂખ તો આજરે ગતા, પરમ પ્રાણના ઇષ્ટરે જતા;

શરણુ આપને ઇશ હામરે, દુખદ આ દશા ના ખમાયરે.
મરણુ આવને હુકડું હવે, શરિર તો બળ્યું આજરે દેવ.
જરૂર માહરી પાડું કાયરે, દુખદ આ દશા ના ખમાયરે.

---

## અંક પાંચમો.

દેવળદેવી—(સારંગદેવ સાથ પ્રીત થયાથી તેના તરફ તેનું મન આકર્ષાગાથી )

### કલ્યાણ.

(શ્રી જગત્ પતી એ રાહ )

પ્યારા મારા કંથ, સધ કરને પંથ,
નહીં તો જાણુ ઊરવિશે, આ કાયાનો અંત. એ ટેક.
પ્યારા મારા દર્શ દઈને, ચાલ્યો ગયો તું,
તુજ નામનું રટણ કરતી, અહીં બેઠીછું હું. પ્યારા૦
વાઘણુ તણા ફાંસામાંથી છોડાવી તેં નાથ,
એક નાથ મેં તુજને દેખ્યો, અવર ભ્રાત ને તાત. પ્યારા૦
જલદી આવો પ્યારા મારા, મુંઝાયું મુજ મન;
નહીં આવો તો જરૂર જાણજો, દેહ કરૂં પતન. પ્યારા૦
રહેમ કરી આ દાસીપરે, આવે સત્વર નાથ;
તલપ્યું છે મનડું બહુ મારૂં, વાત કરી તુજ સાથ. પ્યારા૦
તન ધન હું તુજને જાણું, તું મારો પરમેશ.
તુજ વિના પળ એક ન જાયે, મહેર કર પ્રાણેશ. પ્યારા૦

### મેવાડો.

પ્રીતમ પ્રાણાધારરે, તું જલદી આવને.
પ્રેમી પ્યારા તુજ વિના, મન મારૂં મુંઝાય;

વીરહાગ્નીની વેદના તો, બાળે છે મગ કાયરે. તું૦
કેમ દયા તું આણુતો, નથી નાથ હે સુજાણુ;
જો કે દયા લાવીને, બચાવ્યો મારો પ્રાણુરે. તું૦
ચીત્ત ચોરાયું મારૂં, પ્યારી તુજમાંય;
અન્ય હવે હું ભ્રાતજ લેખું, પ્રીય તુજવિનાયરે. તું૦

**શીખરિણીવૃત્ત.**

હવે કાયા પાડું, લગિર પણ વીલંબ ન કરૂં,
દયા કાંઇ નાવી, પણ તુજવિના હું નકિ મરૂં.
ભર્ત્તા તુને કીધો, અન્ય પુરૂશ ભ્રાતા મુખ ભણું;
સત્ય રીતી જાણું, કદિ પણ ન છાંડું દુઃખ ઘણું.

**વસંતતિલકાવૃત.**

આવું કઠોર મન કાં, થયું છે તમારૂં,
નાવ્યા પ્રયોજન નકી, કહો છે શું વારૂં,
આવો અત્રે જલદિ, દેહ બચેજ મારો;
માનું નકીજ ઉપકાર, પ્રભૂ તમારો.

શંકળદેવ—(આ શબ્દ સાંભળી)

**માલિનીવૃત.**

નવ નવ નવ થામાં, કામની તું ઉદાસી,
નકિ નકિ નકિ હું તું, મૂજ માટેજ પ્યાસી.
નકિ નકિ નકિ પ્રીતી, તાહરી તો જણાણી;
નકિ નકિ નકિ છું તું, કામની સુજ્ઞ શાણી.
પ્રભુ પ્રભુ પ્રભુ મૂને, કામની આંધો આપો;
થઇશ હું ઉપકારી, ઘબરા દુઃખ કાપો.

### માલિનીવૃત.

દેવળ—પતિ અતિ રૂપવાળા, જલધિથી આધિ આવો,
અતિ પ્રિય મુખ તારૂં, પ્રાણ પ્યારા બતાવો
હતિ અતિ તર્ષ મૂને, મૂખ જોવાની પ્યારા,
ઝડપ પકડિ આવો, ચર્ણું સેવું તમારા;

સારંગદેવ— **માલિની વૃત.**

નહિ નહિ નહિ રાખે, ચીંત ઉરેજ કાંઇ,
ખરિ ખુબિ ખરિ તારી. સાધવીની જણાઈ;
સ્મરણ કરિજ આવ્યો, સ્નેહ તારાનું આંહી,
નહિ નહિ નહિ આવે, કાગની દુષ્ટી ક્યાંઇ.

**દેવળદેવી**—(પોતાના સ્વામી તરફ અતિશય પ્યાર રહ્યો છે, તેથી જુદા પડતાં, બેચેન થઈ થોડીવાર રે'વા વિજ્ઞાપ્નાકરેછે)

### ઝીંઝોટી દાદરો.

થોડીવાર થોડીવાર થોડીવારરે,
રહોને પ્રાણેશ અહીં થોડીવારરે. થોડી૦
છબી નીમંળ હર્ષે પારા વારરે, થોડી૦
થાયછે અતિષેં મુને પ્રાણાધારરે. થોડી૦

---

**ભાટ**—(શંકળદેવને દેવળદેવી આપવા કરણને કહેતાં, કરણ તેનો સ્વીકાર નહીં કરવાથી સદ્બોધ આપેછે.)

### શાલીની વૃત.

સાચી એનીછે, નૃપતીજ પ્રીતી;
જે કાદી છૂટે, ન પૂર્ણ પ્રતીતી.
પ્રીતીએ લીધી, પ્રતીગ્નાજ સાચી;

અન્ય ને વરી, કરશી શું કાચી.
બંધાણી પ્રીતી નવ રાય કાપો;
સ્વેચ્છાથી દીધું, સુખ પૂત્રી આપો.
જોકુ એ બેનું, સત્ય થાય સારૂ;
નીતીથી ચાલે, શક ના હું ધારૂં.
નીતીવાળો, શંકળદેવ સારો;
ભ્રષ્ટ કર્મથી, વિરક્ત વિચારો.

---

## અંક છઠ્ઠો.

અલાઉદ્દીન—(પોતાની માશુકની ગ્લાની યુક્ત મુખ મુદ્રા જોઇ )

કાલીંગડો.

( જીયકું સનાવા ધીક ધીકરે )
પ્રીય બેગમક્યું, દીલગીરીહે;
સબ જગોંપે, અમીરી મેરીહે. પ્રીય૦
શુંછે પ્રયોજન, હે મેરી માશુક,
મૂખ મુદ્રા કયું, મ્લાન તેરીહે. પ્રીય૦
ઇચ્છો પ્રીયાજો, તેહ મેં આપું,
બોલ સતાબેં, ક્યું ય બેરીહે. પ્રીય૦

કોલા— ગઝલ

શુણો દિલ્લી તખ્ત શેહ, અર્જ એક હે;
નહી હે ખાવીંદ, મુશ્કેલ છેક હે.
મેરી બેટી દેવલ જો હે, કર્ન કેરી પાસ;
ઉસ બીના રહુંગા સારા દીનમેં ઉદાસ.

ઉસકુ અહીં બુલાવો, એસી અર્જ મેરી હે;
કબુલ રાખો, અર્જ કરે શાહબેરી હે.

અલાઉદ્દીન-- મારવાડી લાવણી.

( આછા મેરી જાન એ રાહ )

માશુક મેરે પ્રાન, મુશ્કેલ ક્યાવો,
મુશ્કેલ આવો, પલુમેં કરસો: માશુક૦
આભાગંડળસેં સૂર ઉતારૂં;
તેરસેં જ્યાદે, નહીં હે પ્રીયા કો. મુશ્કેલ ક્યાવો: માશુક૦
છોડ દીલગીરી, તનયા બુલાઉં;
દાનું દીનું મેં. ખડે બેગમ જો. મુશ્કેલ ક્યવો; માશુક૦

---

## અંક ૭ મો.

કરણ—(એક અમીર કરણને દેવળદેવી અને કૈલા પાસે દીલી લઇ જવા વિનંતી કરે છે ત્યારે )

અરે આને શું બોલ્યાછોરે વચન.
વાઘેલો વીર નહીં આપેરે; એ ટેક.
જાડું ઉઘાડો કરી જરા મનન. વાઘેલો૦
કદી પાવકનો કોપ શીર થાય; વાઘેલો૦
કદી ત્રાજવે મેરૂ જો તોળાય. વાઘેલો૦
કદી પતંગર ઉઘાડે નીનેત્ર; વાઘેલો૦
કદી તૃણરત થાય ફૂળ ક્ષેત્ર. વાઘેલો૦
કદી નેવ તણાં નીર મોભે જાય; વાઘેલો૦
કદી કંટકમાં ફળ ફુલ થાય. વાઘેલો૦
કરો કોટીવાર ભલેરે ઉપાય; વાઘેલો૦
નીચ ઘેર કેમ ક્ષત્રી બાળ જાય વાઘેલો૦

કરણ—( પોતાની દુહીતા જે રત્ન જડીત પલંગપર સુતી છે, ત્યાં એકદમ આવી શુરના આવેશમાં મ્યાનથી શમશેર તાણી તેનાપર ઘા કરવા ઇચ્છાતુર થાય છે, પરંતુ શમશેર હેઠી પડતાં 'આ મુને શું સુઝયું છે' એમ કહી પોતાના મનને ધીક્કાર આપે છે. )

**એમનકલ્યાણ.**

આગ મતીશું, પ્રીછે મારી. એ ટેક.
નીરપરાધી, નીશ્ચે આ બાળા, સાહસ અરરા મુરારી. આગ.
ક્રોધ આવશે, અસીમેં કાઢી, ધીક્ક મનવા બુદ્ધિ તારી. આગ.
ઉપાય યોજ્યો, ક્રોધ સમાવા, શું આ જાણે કૃતી સારી. આગ.
છાપ મળતરે, બાળ હત્યાની, મસ ચાંલ્લો શર્મ કારી. આગ.

---

સર્વ પાત્રો— (નાટકની સમાપ્તી બાદ ગાયન)

**કલ્યાણ.**

ખેલ આજનો, હે સભાજનો;
ખાંતથી બતાવ્યો એ પ્રતાપ આપનો. ખેલ૦
આર્યાવર્તના સર્વ જનનું ચાહીને અતી હીત;
પ્રયાસ કીધો પ્રેમે પાત્રો, યથા મતી દર્શીત. ખેલ૦
ખેલ ઘણોતો ખાંતે ભજવ્યો, ભુલ ચુક જે હોય;
દોષ ન લેશો આર્ય ઉરમાં, પ્રયાસ પ્રથમનો જોય. ખેલ૦
આપે તરદી અતી લીધીછે, એ ઉપકાર અમાપ;
અન્ય વખતે આમજ દેશો, કૃપાંક્ષી દર્શન આપ. ખેલ૦
હવે પધારો આપ સ્થાન કે, સર્વ ક્ષેમથી જન;
રજા માગીએ પાત્રજનતો, હોંસે કરી નમન. ખેલ૦

**સમાપ્ત.**

# NOTICE.

MANIRATNA—"Multum in Parvo."

This valuable and full of knowledge monthly review has been published from me. Price 10 *Annas* with postage.

G. L. Shah.

☞ આ આપનાની બુક જે સાહેબોને જોઈતી હોય, તેઓને નીચેને ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

**મોરબી**—ઠક્કર પાસેથી વા વીરચંદ મનસુખ એંગ્લોવર્નાક્યુલર સ્કુલના હેડ માસ્તર પાસેથી. મોરબી તળપદમાં.

**રાજકોટ**—ખત્રી હરી જસરાજ. ઠેકાણું ખત્રીવાડમાં.

